૫૭૪

સંવત ૧૯૫૦ ની

# સુરતની રેલનો ગરબો.

ભાગ ૧ લો.

બીજો ભાગ તઈયાર છપાય છે.

રચનાર--રણછોડ એફ. એમ.

૫૭૪૫

પ્રગટ કરનાર

મનચેરજી જમસેદજી પોસ્ટવાલા

નાણાવટ--સુરત.

નુરભાઇ જાફરજી સુજાત.

ઝાંપા બજાર સુરત.

સુરત "ખોદાબક્ષ" પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૦ સને ૧૮૯૪

કીમત ૧ આનો.

## માસિક "ખોદાબક્ષ" ચોપાન્યું.

### લવાજમ વરષે રૂ૦ાા, પોસ્ટેજ મફત.

આ માસિકમાં વાર્તાઓ, નસીઅતો, નિબંધો, ગાયણો, વિદ્યા, અને વૈદક, ચિત્રો, નાટકો રમુજો, હુન્નરને લગતી ઉપ્યોગી બાબતો તથા ગ્નાન સાથે ગમત આપે એવા સંસકૃત શ્લોકોના ગુજરાતી અરથ સાથે સમજાવવામાં આવેછે, તેમજ દરમાસે ઇનામની બાજીઓ તથા વાંચવા સીખવા જોગ વિષયોથી એને દીપાવવામાં કસાંબી કશુર રાખી નથી.

---

### ટુચકા સંગ્રહ.

રમુજી ટુચકા, હાજર જવાબી, પેટ પકડી હસાવનાર રમુજી ફકરાઓ, ટુંકી પણ હસમુખી વારતાઓ અને વાંચતાં વાંચતાં કલેજાં ઉથલાય એવી રમુજોનો સંગ્રહ. ભાગ ૧લો રૂ. ૦ા

**ટુચકા સંગ્રહ ભાગ રજો. કીમત રૂ. ૦ા**

---

ત્રણુસેથી પણુ વધુ મનપસંદ રમુજી ગાયનોથી ભરપુર

### ઉસ્તાદી ગાયન સંગ્રહ.

કે જેમાં નામીચા ગાનારા તથા પ્રસિધ્ધ ગાનારીઓમા ગવાતા, લાવણી, મરસીઆ, ગજલ હોરી વીગેરેનો સંગ્રહ,

**કીમત રૂ. ૦ા=**

---

**કલગીગાયન સંગ્રહ** છોટી રંગત, ખડી રંગત, લંગડી રંગત, સીકસ્તા રંગત, દોરકલીની તેમજ નાટકની વીગેરેનો સમાસ કરેલો છે કિમત આઠ આના. **એમ. જે. પોસ્ટવાલા સુરત.**

## જુલાઈ સને ૧૮૮૪ની નાસકારક.
## સુરતમાં આવેલી.
## ભયંકર રેલ.



### દોહરો.

ફેર વળીઆ કારમો, કંપે જોતાં કાય,
નજર ઠરે નવ નેનની, રંક ઘણા ઘભરાય.

(રાગ-ગરબી—નર ચતુરસ જાણ—એ.)

અંતર આવી. ક્યાંથીરે આ’વી આ દુઃખીયા શહેરમાં
બહુ જુલમ થયો, રેલ તણો રાખી કસર નહીં ફેરમાં-ટેક.
આવ્યું પાણી પુરમાં ધાઈ, ભરપુર ભરાઈ સૌ ખાઈ.
હવે કેમ થશે, ચિંતામાં પેઠીરે મન પેરમાં—આ૦
જબલપુરથી આવ્યું પાણી, વૃક્ષ કાષ્ટ ઘણું લાવ્યું તાણી
પછી આવ્યોરે તાર તણો સંદેશો ઠરે ઠેરમાં—આ૦
તે તારે ખબર કરી ભારી, ધરે શોક ઘણાં નરને નારી,
બોહળું બરાનપુરથી આવ્યું પાણીરે અતિઘણું જોરમાં
—આ૦
સૌ લોક રહ્યાં જોતાં જોતાં, કરે વાત ઘણાં નાના મોટા
હાય! શું રે થશે માણ જશે, કંઈકોનાં જાલમ જોરમાં-આ૦.

### દોહરો.

રેલ રળાવી આપરી, કોઈ કરે એમ વાત,
હવે જવું ક્યાં નહાસીને, બીજા કરે ઉતપાત.

## રાગ — આશાવરી.

ગરબો.

પ્રથમ પુંજુ હું કીરતાર, જે છે સૃષ્ટીનો રચનાર,
એની માયાનો નહીં પાર, જોડુ હસ્ત મારાં—૧
કહું ગરબો દુઃખ આણી, આવ્યું સુરતમાં પાણી,
રેલ તણુ સેન્જો જાણી, નેત્રે વહે ધારા —૨
રંક કરે છે પોકારો, કરી મ્હેર ઇશ! તારો,
તુજ વિના નહીં આરો, છીએ દુઃખી દારા—૩
સંવત ઓગણીસો પચાસ, વદી અષાડ જાણું માસ,
ત્રીજ સનીવારે ત્રાસ, લાગ્યો અંગારા—૪
પેહલુ ધીમે ચડયું પુર, પછી કીધું ઘણુ સૂર,
થઇ સુરત ઉપર હુંર, જુવે જન સારા—૫.

સાખી.

જન જુવે આ પૂરનાં, કષ્ટ ભયાનકસાર.
છન્નુ ફુટ સાંજે ચડયું વાર સની નીરધાર,
એવી રીત, એવી રીત, અનીહારે એવી રીતે.
ચડયું છન્નુ ફુટતો પાણી ત્યારે પ્રજા બહુ ઘભરાણી,
લાવે જાનવરોને તાણી, રેલે જુલમ કર્યો—૧
ડુબ્યા ઓવારાને ઘાટ, પાણી આવ્યાં છે પૂર પાટ.
એટલે પડી જયારે રાત. એક ફુટ ચડયો—૨.
ધારતી પેંડો છે નિરધાર, થયાં સત્તાણું તેવાર

નહીં વીલંબ લગાર, બારી બંબ ખોલ્યો—૩.
થઈ ખાડી છલાછલ બંબાવાલા કરે બળ,
સોધે અટકાવવાની કલ, મારગ નહીં રે મળ્યો—૪.
બાહાદુર સીધી મુકરદમ, જુવે કાંટોતે હરદમ,
નથી પોલીસો કંઇ કમ, જીવ રહે ન ઠર્યો—૫.

સાખી.

જીવ ઠર્યો રહે નવજરા, અકળામણ વિશેસ,
હમણા પૂર બડી આવશે, કરીને દીનપર દ્વેસ.
એવી રીત, એવી રીત અનીહારે, એવી રીત.
લાગી ચીંતા મનને ભારી, જાય જોઇ સરવે હારી,
ફરતો પુસ્તો લેવો ધારી, ઘેરી લીધો છે—૧
દાડે સુસવાતા બંધ પાણી ગળી કુચીએ ભરાણી,
ફરી વળી રેલ રાણી, પુલ બાંધો છે—૨.
કુચ્યા ઓવારાનાં દેહરાં, નાંખ્યાં ગામોમાં પાણ ઘેરા,
નહીં આવી કોઇ ફેરા, વિશ્રામ કીધો છે—૩.
ભાઠા ગામનાં ગરીબ લોક, બેઠાં છાપરે નઇ કોક,
કોઈ ના'શે મૂકતાં પોક, પ્યાલો પીધો છે—૪.
પ્યાલો વિખનો પીધો જેમ, પાણી આવે દાડ્યું તેમ,
નથી રાંદેરપર કંઈ રહેમ, રસ્તો સીધો છે—૫.

સાખી.

સીધો રસ્તો લેઇને, ઘેરી સડક રાંદેર,
જળ પુરંકળ પસરી રહ્યું રવીવાર તે પેર.

એવી રીતે, એવી રીતે અનીહાંરે એવી રીતે.
રવીવારે પસરૂં પૂર, ફુટ આઠાણું જરૂર,
'સો'થી રહ્યું નહીં દૂર, પુલ ભારી છે—૧.
જળ જોતાં લાગે બીક, પણ રોકયાં રસ્તાં ઠીક,
બાંધ્યા ઘોરાઓ નજીક, શાન્ટ હારી છે—૨.
તેથી અટકયું સરવે નીર, લેલીસાબને નો'તી ધીર,
પળ બેસે નહીં સ્થિર, હીકમત ધારી છે—૩.
બીજા સાહેબોની સાથે, ફરતાં ઘણી જગ્યાઓ જાતે,
દાઝ લેતાં રંકો માટે, દયા વીચારી છે—૪.
નનું મીઆની તપાસ, સેકરેટરી લાંનાં ખાસ,
ફરતાં રહેતાં પાંમી ત્રાસ, મ્હેનત સારી છે—૫.

**સાખી.**

મ્હેન કીધી મેહેરથી, બીજા ઓધ્ધેદાર.
જોયું તેટલું જોડિયું, રણછોડે કરી વિચાર.



**ગરબી.**

(રાગ—ગીરધારીરે વાત કહું તે વિચારો—એ.)

કેર વરત્યોરે, રાંક સુરતમાં ભારી,
નીર વરત્યું પૂર એ કારી;

વરી આવીરે, ભાગોળે જોયું છે ધારી,
રેલ રાણી ની આવી સ્વારી—

ઝુલણ.

પધરામણી કીધી કે વીરે,
મુલાકાત દુકાનોની લેવીરે,
નથી જુવો એ જેવી તેવીરે,
ગભરાતીરે, પેડી ઉછાળો મારી—રેલરાણી ૧૦

સાખી.

જ્યારે કાંઈરે, લાગ મલ્યો નહી સારો,
ત્યારે કીધો પુરો ધસારો.
છજજા પરરે, ફરી ફરતી વિચારો,
વિમાસી રહ્યાં નર-નારો—

ઝુલણ.

આગલથી મુકી ત્યાં હોડીરે,
રૈયત સુખ દેવા દોડી રે,
એટલે મળી હીમત થોડીરે,
ગઈ ફીકરરે, રંક જણોની સારી—રેલરાણી૦૧૧.

સાખી.

ત્યાંથી ફાટયું રે, પાણી ચકલા માંહયે,
ગુડાણ પુર આવ્યાં છે ત્યાંયે.

એટ આમુથીરે, રસ્તો સત્વર થાયે,
રેલ માત દોડી ઝટ જાયે.

ઝુલા.

એટલે ત્યાં આવ્યા બેલીરે,
ગુણી ગરિબોનાં બેલીરે,
આર. એફની નજર ન મેલીરે,
જોયું ધારીરે, રેતી ગુણો ત્યાં ઉતારી—રેલરાણીની.

—*—*—*—

## નુકસાન.

(રાગ—અબ ચલે, ન મોહન તેરા—એ.)

ખુબ કરી (૨) રેલ તેં ખુવારી, મુરત ડોળાવી મારી,
નીર ઘણું (૨) લાવીતું પાહુરી, તુજથી બીધાં નર-નારી.
રેલ ગાડી તેં અટકાવી, ચોગરદમ ગઈતુ ફાવી.
નહી કોઈ દીન, સરવ આધિન, રહ્યાં ખુબ ધારી—તુજથી.
નુકશાન થયું બહુ બોહળું, બકરાનું તણાયું ટોળું,
અરેરે હાય, કેમ ખમાય, જખમ એ કારી—તુજથી.
ભરવાડ રોશે ઘણી રીશે, પટકશે પોતાનું શીશે,
હવે શું કરૂં જીવું કે મરૂં, ગયો છું હારી—તુજથી.

(રાગ—બરાબપોરી.)

સારૂં સુરત સરખું શેહેર, મોટી રેલે કા'ઢયું ઝેર,
ઘણા દહાડાનું તે વેર, વાળ્યું લીધું છે.
ભારી કીધું છે નુકસાન, ઉતર્યાં એથી કંઇના માન,
ઘણી કીધી તાણાં તાણ, દુ:ખ દીધું છે.
જુઓ આખાડિઆ માસ, તેમાં તાપી માનો ત્રાસ,
સૌની લેવાને તપાસ, રેલ આવી છે.
ફરતી ફરતી ઠામે ઠામ, નહિં સુઝયું બીજું કામ
કાંઠા ઉપરના ગામ, ખેંચી લાવી છે.
પહેલાં વરીઆવી ભાગોળ, રેલે શરૂ કીધો રોલ,
ના'સે બીલાડાં ને કોળ, નીર પેઠાં છે.
બીજે દાહડે આદીતવાર, રેલે રસ્તા રોકયા બાર,
જોવા નીકલ્યા નરને નાર, મેળા બજાવ તણો.
સીંગ્રોવાળા પાડે બુમ, પડી રેવડીયોની ધુમ,
છોકરા પાડે બુમા બુમ. તળી ચણાની દાળ.
ભરી નાહનપુરાની ખાડી, બાંધ્યા લોકો ઘોડા ગાડી,
ગોપી તળાવની વાડી, ભરી મારી છે.
બાસ્કોટવાળા નસવાન સાહેર, તેવણ થયા ઘણા કાયર,
જાણે જગા હોયની જાહેર, લોકો દોડી રે પેઠાં.
જુઓ માહદેવ કંતાન, પુરે નથી કીધો પાર,

થશે હવે શું કીરતાર, કેમ જઈએ કયાં?
જુઓ રામજાણી બજાર, હોડી ફરે હારો હાર.
ખાધો રાંડોએ માર, ખુબ પાણી તણો.
જુઓ અશ્વની કુંઆર, ત્યાં પણ રેલે મારયો માર,
મુરદાં બાળે કયા લાચાર, મરે ફાંફા મારી.



(રાગ—માણુગર મોહલે પધારો.)

હોડી આવી રેલ માત, સુરતમાં-હોડીરે આવી.
ફાવી નહી કંઇ બાત, સુરતમાં-હોડીરે આવી.

સાખી-૧.

આગળ સુખ પાંમી ગઈ, તેવું સમજી હાલ,
બાંધ કામ કરવા થકી, ફાવ્યો નહી કંઇ તાલ-સુરત.

સાખી-૨.

નકઈ બાગળનાં પૂલપર, ફરતાં અમલદાર,
ચોકી કરે તન મન દઈ, મોટાં મોટા સરદાર-સુર૦

સાખી-૩.

જળ ફરતું બાકી રહયું, કહયું નવ કંઈ જાય,
આકાશ ફુટ ઘડીયાળમાં, જોવાને લોકો ધાય-સુરત

સાખી-૪.

જોઈ જોઈ પાછા વળે, હમણા તુટશે પુલ,
એમ ગભરામણ થઇ રહી, કાઇક ચડાવેછે ફુલ-સુરત૦

સાખી-૫.

બારીના નલ બે હતા, તે ફાટ્યા જેવાર,
પાણી નીકળવા માંડ્યું, નહીં હવે બચનાર-સુરત૦.

સાખી-૬.

પણ બચીગયું એથકી, નાનપુરે જવાય,
ત્યાંની બારી માહ્યેથી, ધીમે ધીમે જળ જાય-સુરત૦

સાખી-૭.

એક દીવસ એમ ચાલ્યું, બીજેદીન સવાર,
એટલે ઉતરવા માંડ્યું, ખુશી થયા નર-નાર-સુરત૦

સાખી-૮.

નવસારી ભાગળ બચી, બંદોબસ્તથી આજ,
મી૦ લેલી સાહેબે, રચ્યા રૂડાં રૂડાં કાજ-સુરત૦

સાખી-૯.

ધન્યછે એવાં નરને, રાખે સલામત ઈશ!
રાજી રહે એમાં સદા, રણછોડ તે હરનિશ-સુરત૦



# ૧૮૯૪ની મોટી રેલનાં ગાયણો.

## રાગ—(હોરી)

ગજબ ! ગજબ! થયો કારી, સુરતમાં રેલ પધારી—ટેક-બેવાર
ભરપુર ભરાણા નીર અથાગે, જુલમ થયો છે ભારી.
જબલપુરથી આવિઆ પાણી, સદગુણી લેજો ધારી.
સુદ્ધ બુદ્ધ જાય હમારી—સુરતમાં.

સન અરાડસોને ચોરાણું માસ જુલાઇએ જારી.
તારીખ એકવીસ, ને સનિવારે કીધી છે કેવી સ્વારી.
થઇ આવી જાણે બિચારી—સુરતમા.

પુરમાં પસારો કીધો ધસારો, નાંખી ભરી ઝપકારી.
ફુટ નેવુંથી પંચાણું ચડયાં છે, લાગી સહુને અકારી,
કહે લોકો આતો નઠારી—સુરતમાં રેલ.

રાત વિતે બહુ વધ્યા છે પાણી ફાળ અજબ ! એને મારી.
સત્તાવાલાઓએ હીમત છોડી, પાછુ જોયુ વિચારી
બારતીસોએ અંગ ઉતારી—સુરતમાં રેલ
ચારે ત્યાં છોડયું પાણી થોડું જે બારીઓ બને ઉઘારી.
ડકુ છોડીને બંધ કીધી પાળો, ભીતર આસા નિવારી
હે રણછોડ હવે હારી—સુરતમાં રેલ ••



# વરીઆવી ભાગોળે પધારેલી રેલ માતા.

(રાગ—મરશીઓ.)

હોય હાયરે ભાગળનાં ભોગ મળયાંછે, ભાગળનાં ભોગમળયાંછે.
આદુ મરચાં માતાએ ગળ્યા છે હોય હાયરે ભાગળ.
ભાગળ વરીઆવી કહેવાય ભારી, ત્યાંતો પાણી રહ્યુ પસારી.
જળ જોઈ લોકો ગયાં હારી, હોયહાયરે—ભાગળ૦
લક્કડ કોટમાં પેહલી ભરાઈ, રેલ માતાએ કીધી ચડાઈ
મોટાં મોટાં લક્કડમાં અગડાઈ. હોય હાયરે—ભાગળ૦
ખેંચી વાંસ તટીઓને તાણી, તારી ચોરી નહી પકરાણી
તારા જેવી નહી કોઈ સ્યાં'ણી—હોય હાયરે.
પછી પેંઠી બજારમાં ભમતી, લાગી લોકોને તું અનગમતી,
ઝટપટ આવી તુંતો ડમડમતી—હોય હાયરે.
દાણાવાલાની દુકાનો દીઠી, દાલ લાગી તુંને ઘણી મીઠી
ગાંધી ઘરમાંથી ચોળી તે પીઠી—હોય હાયરે.
ગાંઠીયા હલધરનાં, મીતથી ધોયાં, દબા સોપારીઓના દબોયા,
નાંખી નિશ્વાસ કેટલાંક રોયાં—હોય હાયરે.
માટલા તાડીનાં પાણીથી ભર્યાં, શીશા દારૂનાં, પીઠામાં ધર્યાં.
તેને પકડી પકડીને ઉંધા કર્યા—હોય હારે.
કેલાવાલાનાં ફળાં સડેછે, બધે દુકાને બહાર પડેછે,
ભજીઆવાલાનો પેણો ચડેછે—હોય હાયરે.

એટલે આવ્યા લેસી સાબ ચાલી, જે સુરતનાં કહેવાય વાલી,
હોડી મંગાવી કરવા માલ ખાલી,--હોય હાયરે.
ત્યાંથી ચકલામાં પાછા જો વળીએ, પાણી કમરપુર ત્યાંના તોળીએ
ત્યારે સગાંવહાલાને કેમ મળીએ—હોય હાયરે.
સઇદપુરાની ભરપુર ભરાઇ, ખાડી મોટીને બીજી એક ખાઈ,
નાકું પકડીને ઉભી રહી ભાઈ—હોય હાયરે.
હરીપુરામાં કીધો અનસારો, કરતાં ત્યાંનાં પણ લોકો વિચારો,
નીકલે જોવાને રેલ નરનારો—હોય હાયરે.
ઘર ભંગીયાનાં ખાડી કરાણા, તેની અંદર ખુબ પાણી ભરાણા
ઘણાં છોકરાઓ ખાડી તરાણા—હોય હાયરે.
બીજી ભરપૂર ખાડી ભરીછે, બાંધ કાંમથી રૈયત તરીછે.
સઘલાં મેમબરની કીમત ખરીછે--હોય હાયરે.
બંબાવાલાની મેહનત છે ભારી બીજા પોલીસોની ઠકચારી
સુપ્રીટેન્ડંટની, દોડ ધામછે જારી—હોય હાયરે.
ફોજદાર સાહેબની નેક નજરછે, દ્રષ્ટી પ્રેમની રૈયત ઉપર છે.
બીજા ઓહદેદારો ખરેખરછે—હોય હાયરે.
જેવું જોયું તેવું લખ્યું ધારી, અક્કલ ટુંકીને આસા અમારી,
એવી રજ રણછોડે ગુજારી—હોય હાયરે.

## રવીવારે ભરપુર પાણી આવ્યા તે વીષે.

(રાગ ક્ષત્રી કલંકનો)

આવ્યું જોર કરી પાણી થયું ક્રૂર—સ્યાણી સુરત ખેંચીજાનારે.
નોહતું જાણ્યું કોઈએ આવું તારૂં સૂર—સ્યાણી.
ગઈ ગામોમાંને ગલી કુચી ઠામ—સ્યાણી.
નહીં ઘટે તુને રેલ માતા આમ—સ્યાણી.
હોપ બીજ ધુજે જાણે જેમ—સ્યાણી
લાગે સુસવાટાને જોર તારૂં તેમ—સ્યાણી
દયાનત એવી તારી કરવા પાયેપાલ—સ્યાણી
તેથી આવી ભરી મારતી તું ફાળ—સ્યાણી.
ડુબયાં ઢોરાં સરવે ઓવારાનાં સાથ—સ્યાણી.
એવું વેર ધર્યું શાને અમ સંગાથ—સ્યાણી.
ગુજરીઓવારાની ડુબી ગઈ કમાન—સ્યાણી.
દરિયા મહેળ ઉપર મુક્યું તેંતો બાણ—સ્યાણી.
મુલ્લાં ખડકીએ કીધો તે વિશ્રામ—સ્યાણી.
હનુમંતને ડુબાવ્યા શું કામ—સ્યાણી.
ત્યાં જોવું સુંકરૂં શું કથાય—સ્યાણી.
ડર તારો ઘણો ભારી દિલ માય—સ્યાણી.
ભાગોળ વરીઆવીપર તારો મુકામ—સ્યાણી.
તોડી કોટને કીધો હતો વિશ્રામ—સ્યાણી.
ફરે મઝા મારે મોજ બજાર—સ્યાણી.
જાણે પડી ત્યાંતો પોળે દીરો ધાર—સ્યાણી